# શ્રી સામાયિક વ્રત



મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા:
મણકો ૧૮ મો.

# શ્રી સામાયિક વ્રત

—:o:—

સંપાદક

જૈન મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી મહારાજ
( લીંબડી સંપ્રદાય )

—o—

પ્રકાશક
ભચાઉ ( કચ્છ-વાગડ ) નિવાસી
નિસર કેશવજી વીરમભાઈ
તરફથી સદુપયોગ અર્થે ભેટ.

પ્રત ૧૦૦૦ વિ. સં. ૧૯૯૫
આવૃત્તિ ૧લી ઇ. સ. ૧૯૩૯

મૂલ્ય: પઠન અને વર્તન

## ગુજરાતી [illegible] ને શ્રી છોટાલાલજીકૃત
## કેટલાંક અમૂલાં પુસ્તકો

| મણકો | | મૂલ્ય |
|---|---|---|
| ૧–૨ | વિદ્યાસાગર ભાગ ૧–૨ (બંને સાથે બાંધેલા) | ૦–૧૨–૦ |
| ૧૧ | ભક્તામર મંત્ર માહાત્મ્ય (કથા યંત્ર–મંત્રસહિત) | ૨—૦–૦ |
| ૧૨ | પવિત્ર પ્રમદાનું પરાક્રમ (સ્ત્રીશક્તિની નવલકથા) | ૦–૧૦–૦ |
| ૧૩ | શ્રી લઘુ કાવ્ય બત્રીસી (સામાજિક ધાર્મિક વિષયોનાં કાવ્યો) | ૦—૮–૦ |
| ૧૯ | બે હાથ જોડી (સર્વમાન્ય પ્રાર્થના) બીજી આવૃત્તિ | ૦—૪–૦ |
| ૨૨ | પ્રશ્નવ્યાકરણ સૂત્રનો ગુજરાતી અનુવાદ | ૦–૧૦–૦ |
| ૨૩ | માયાવી સંસાર (સામાજિક રસિક નવલકથા) | ૧—૪–૦ |
| ૨૪ | શ્રી રાયપસેણિય સૂત્રનો ગુજરાતી અનુવાદ ટીકા ટીપ્પણ સહિત......પાકું પુંઠું | ૦–૧૦–૦ |
| ૨૫ | પાંચ જ્ઞાનનો નકશો (નંદીજી સૂત્રના સાર રૂપે) | ૦—૨–૦ |
| ૨૬ | ઉપદેશબિન્દુઓ (કવિ શ્રી મુળદાસ મોનદાસકૃત) | ૦—૪–૦ |
| ૨૮ | ભૂલી જતાં શીખો (મો. પા. દવેકૃત) | ૦—૦–૬ |

હરેક પુસ્તકનું ટપાલ–વી. પી. ખર્ચ કીંમત ઉપરાંત સમજવું.

**પુસ્તકો મળવાનું સ્થળ :**

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક

**રતિલાલ ઓઘડભાઈ શાહ**

છાલીયા પરા, લીંબડી (કાઠિયાવાડ) બી. એસ. રેલ્વે

# શ્રી સામાયિક વ્રત

(ઉઘાડે મુખે તથા દીવાને અજવાળે વાંચવું નહિ.)

## પાઠ ૧ લો નમોક્કાર–પંચપરમેષ્ઠીનો.

નમો અરિહંતાણં નમો સિદ્ધાણં નમો આયરિયાણં નમો ઉવજ્ઝાયાણં નમો લોએ સવ્વ સાહુણં ૧ અ૦ ૩૫

## પાઠ ૨ જો વંદનાનો.

તિખ્ખુત્તો આયાહિણં પયાહિણં વંદામિ નમંસ્સામિ સક્કારેમિ સમાણેમિ કલ્લાણં મંગળં દેવયં ચેઇયં પજ્જુવાસામિ. ૨ અ૦ ૪૩.

## પાઠ ૩ જો ઇરિયાવહિનો.

ઇચ્છામિ પડિક્કમિઉં ઇરિયાવહિયાએ વિરાહણાએ ગમણાગમણે પાણક્કમણે બીયક્કમણે હરિયક્કમણે ઉસાઉત્તિંગ પણગદગ્ગ મટ્ટિમક્કડા સંતાણાસંક્કમણે જે મે જીવા વિરાહિયા એગેંદિયા બેઇંદિયા

તેઇંદ્રિયા ચઉરિંદિયા પંચેંદિયા અભિહયા વત્તિયા લેસીયા સંઘાઇયા સંઘટ્ટિયા પરિયાવિયા કિલામિયા ઉદ્દવિયા ઠાણા ઉઠ્ઠાણું સંક્કામિયા જીવિયાઓ વવરોવિયા તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૩ અ૦ ૧૪૮

## પાઠ ૪ થો કાયોત્સર્ગની વિધિનો.

તસ્સ ઉત્તરીકરણેણું પાયચ્છિત્તકરણેણું વિસોહિકરણેણું વિસ્સલ્લિકરણેણું પાવાણું કમ્માણું નિગ્ઘાયણઠાએ ઠામિકાઉસ્સગ્ગં અન્નથ્થ ઉસ્સસિએણું નિસ્સસિએણું ખાસ્સિએણું છિએણું જંભાઇએણું ઉડુ-એણું વાયનિસગ્ગેણું ભમલિએ પિત્તમુછાએ સુહુમેહિં અંગ સંચાલેહિં સુહુમેહિં ખેલ સંચાલેહિં સુહુમેહિં દિઠિ સંચાલેહિં એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસગ્ગો જાવઅરિહંતાણં ભગવંતાણં નમોક્કારેણું ન પારેમિ તાવકાયં ઠાણેણું મોણેણું ઝાણેણું અપ્પાણું વોસિરામિ. ૪ અ. ૧૮૯

(ઇહાં ઇરીયાવહી ને નમોક્કાર એકનો કાઉસગ્ગ કરવો)

## પાઠ ૫ મો ચઉવીસંથાનો.

લોગસ્સ ઉજ્જોયગરે ધમ્મતિથ્થયરે જિણે, અરિ

હંતે કિત્તઇસ્સં ચઉવીસંપિ કેવલી ૧. ઉસભમજિ-
યંચવંદે, સંભવમભિનંદણુંચ સુમઇંચ; પઉમપ્પહું-
સુપાસં, જિણુંચચંદપ્પહું વંદે ૨ સુવિહિંચપુપ્ફદંતં,
સીયલ સીજ્જંસં વાસુપુજ્જંચ, વિમલમણુંતંચજિણું,
ધમ્મંસંતિંચ વંદામિ. ૩ કુંથુંઅરંચમલ્લિં, વંદે મુણિ
સુવ્વયંનમિજિણુંચ; વંદામિરિઠનેમિં, પાસં તહ વદ્ધ-
માણુંચ. ૪ એવં મએ અભિથુયા, વિહુય રયમલા
પહીણુજરમરણા; ચઉવિસંપિજિણુવરા, તિથ્થયરા
મે પસીયંતુ. ૫ કિત્તિયવંદિયમહિયા, જે એ લોગસ્સ
ઉત્તમાસિદ્ધા; આરૂગ્ગબોહિલાભં, સમાહિ વર મુત્ત-
મં દિંતુ. ૬ ચંદેસુનિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં
પયાસયરા; સાગરવરગંભીરા, સિદ્ધાસિદ્ધં મમંદિસંતુ
૭ અ૦ ૨૫૬.

[ ચઉવીસંથા ( લોગસ્સ ) નો પાઠ ઉભા ઉભા કહીને પછી જો સાધુ કે સાધ્વીજી ત્યાં બીરાજતા હોય—હાજર હોય તો તેમને વિધિપૂર્વક ઉઠ બેસ કરી ત્રણ વાર વંદન કરી સામાયિકની આજ્ઞા માગવી અને જો સાધુજી કે સાધ્વીજી ત્યાં હાજર ન હોય તો પૂર્વ અથવા ઉત્તર દિશાએ અથવા

ઇશાન કોણની સન્મુખ ઉભા રહી—શ્રી સીમંધર સ્વામીને વિધિપૂર્વક પંચાંગ નમાવી—વંદન કરીને સામાયિકની (બે, ચાર, છ, જેટલી ઘડીનાં સામાયિક કરવાં હોય તેટલી ઘડીની) આજ્ઞા માગવી અને ઉભા રહી બે હાથ જોડી છઠો પાઠ કહેવો. ]

## પાઠ ૬ ઠો સામાયિક આદરવાની વિધિ.

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણ ૧, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે ૨, કાળ થકી બે ઘડી સુધી તે ઉપરાંત ત્રણ નમોકકાર ગણી ન પાળું તિવાર સુધી ૩, ભાવ થકી છ કોટિએ પચ્ચખાણ. ૪. કરેમિભંતે સામાઇયં સાવજ્જં જોગં પચ્ચખામિ જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં ન કરેમિ ન કારવેમિ મણસા વયસા કાયસા તસ્સ ભંતે પડિકકમામિ નિંદામિ ગરહામિ અપ્પાણં વોસિરામિ. ૬ અ૦ ૧૪૬.

## પાઠ ૭ મો થયથુય મંગલનો.

(જમણો ઢીંચણ ધરતી થાપી, ડાબો ઢીંચણ ઉભો રાખી, બે હાથ જોડી અંજલી મસ્તકે અડાડી નમોથ્થુણં કહેવું.)

નમોત્થુણં ૧ અરિહંતાણં ૨ ભગવંતાણં ૩ આઇગરાણં ૪ તિત્થયરાણં ૫ સયંસંબુદ્ધાણં ૬ પુરિસોત્તમાણં ૭ પુરિસસિંહાણં ૮ પુરિસવર પુંડરિયાણં ૯ પુરિસવર ગંધહત્થીણં ૧૦ લોગુત્તમાણં ૧૧ લોગનાહાણં ૧૨ લોગહિયાણં ૧૩ લોગપઇવાણં ૧૪ લોગપજ્જોયગરાણં ૧૫ અભયદયાણં ૧૬ ચખ્ખુદયાણં ૧૭ મગ્ગદયાણં ૧૮ સરણદયાણં ૧૯ જીવદયાણં ૨૦ બોહિદયાણં ૨૧ ધમ્મદયાણં ૨૨ ધમ્મદેસિયાણં ૨૩ ધમ્મનાયગાણં ૨૪ ધમ્મસારહિણં ૨૫ ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં ૨૬ દીવો ૨૭ તાણં ૨૮ સરણ ૨૯ ગઇ ૩૦ પઇઠા ૩૧ અપ્પડિહયવરનાણં દંસણધરાણં ૩૨ વિયટ્ટછઉમાણં ૩૩ જિણાણં ૩૪ જાવયાણં ૩૫ તિન્નાણં ૩૬ તારયાણં ૩૭ બુદ્ધાણં ૩૮ બોહિયાણં ૩૯ મુત્તાણં ૪૦ મોયગાણં ૪૧ સવ્વન્નુણં ૪૨ સવ્વદરિસિણં ૪૩ સિવ ૪૪ મયલ ૪૫ મરૂય ૪૬ મણંત ૪૭ મખ્ખય ૪૮ મવ્વાબાહ ૪૯ મપુણરાવત્તિં ૫૦

સિદ્ધિગઇનામધેયં ૫૧ ઠાણું સંપત્તાણું ૫૨ નમોજિણાણું ૫૩ જીયભયાણું ૫૪ અ૦ ૨૭૮

**[ દરેક વ્રતમાં ત્રણ નમોથ્થુણં કરવાનાં તેની સમજ. ]**

**પહેલું નમોથ્થુણં**-શ્રી અનંતાસિદ્ધ ભગવંતને કરવાનું છે તેમાં એવી રીતે સમજવાનુ કે પ્રથમના તેંતાળીસ બોલ એટલે "**સવ્વદરિસિણં**" એ બોલ કહેલા છે તે પ્રમાણે શ્રી અરિહંત હતા; અને જેઓ સિદ્ધ થએલા છે તેમને માટે પાછલા દશ બોલ જાણવા.

**બીજું નમોથ્થુણં**-શ્રી અરિહંતદેવને કરવાનું છે. તેમાં એવી રીતે સમજવાનું કે પ્રથમના જે તેંતાળીસ બોલ કહેલા છે તે પ્રમાણે તેઓ બિરાજમાન છે અને તેઓ પાછળના દશ બોલમાં બતાવ્યા પ્રમાણે સિદ્ધ થવાના કામી છે. તે બીજું નમોથ્થુણં કરવાની રીત એવી છે કે-પહેલા નમોથ્થુણંની માફક જ પહેલેથી "**સિદ્ધિગઈ નામધેયં**" શબ્દ સુધી કહેવું અને "**ઠાણં સંપત્તાણં**" શબ્દને બદલે "**ઠાણં સંપાવિયો કામાણં**" શબ્દ બોલવો અને ત્યાર પછીનાં પદ બોલવાં નહિ.

**ત્રીજું નમોથ્થુણં**-વર્તમાન કાળના સ્વધર્માચાર્યને કરવાનું છે, તે એવી રીતે કે મારા ધર્મગુરૂ, ધર્માચાર્ય,

ધર્મોપદેશક, સમ્યકત્વરૂપી બોધબીજના દાતાર, મિથ્યાત્વરૂપી તિમિરના મટાડનાર, બહુસૂત્રી, સૂત્ર સિદ્ધાંતના જાણ, તરણ, તારણ, તારણી નાવ સમાન, સફરી જહાજ સમાન, કલ્પતરૂ સમાન, રત્ન ચિંતામણી સમાન, પાર્શ્વમણિ સમાન ધર્મના નાયક, ધર્મના મુખી, જીનશાસનના શણગાર, એવી અનેક સર્વ શુભોપમાએ બિરાજમાન મુનિરાજ પુજ્ય સાહેબ શ્રી ૧૦૦૮ આદિ સાધુ સાધ્વીજી પુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તેઓને મારા સમય સમયના સંપુર્ણ વિધિ સહિત વંદના નમસ્કાર હોજો.

## પાઠ ૮ મો સામાયિક પાળવાની વિધિનો.

એહવા નવમા સામાયિક વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. મણદુપ્પણિહાણે ૧ વયદુપ્પણિહાણે ૨ કાયદુપ્પણિહાણે ૩ સામાઇયસ્સસઇઅકરણઆએ ૪ સામાઇયસ્સ અણવઠિયસ્સ કરણઆએ ૫ તસ્સ મિછામિદુક્કડં. ૧. સામાયિક સમકાએણં નફાસિયં નપાલિયં નતીરિયં નકીટ્ટિયં નસોહીયં નઆરાહીયં આણાએ અણુપાલિતા

નભવઇ તસ્સમિ૦ ૨. સામાયિકમાં દસ મનના દસ વચનના બાર કાયાના એ બત્રીસ દોષ માંહીલો જે કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સમિ૦ ૩. સામાયિકમાં સ્ત્રીકથા ભત્તકથા દેશકથા રાજકથા એ ચાર કથા માંહીલી વિકથા કરી હોય તો તસ્સમિ૦ ૪. સામાયિકમાં આહાર સંજ્ઞા ભય સંજ્ઞા મૈથુન સંજ્ઞા પરિગ્રહ સંજ્ઞા એ ચાર સંજ્ઞા માંહેલી સંજ્ઞા કરી હોય તો તસ્સમિ૦ ૫. સામાયિક વિધિએ લીધું વિધિએ પાળ્યું વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સમિ૦ ૬. સામાયિકમાં અતિક્રમ વ્યતિ-ક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં, મને વચને કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો ત-સ્સમિ૦ ૭. સામાયિકમાં કાનો માત્રા મીંડી પદ અક્ષર ઓછું અધિક વિપરીત ભણાણું હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે મહારે મિછ્છામિ દુક્કડં ૮. અ૦ ૪૨૪

## સામાયિક કરવાની વિધિ

પ્રથમ મુહુપત્તિ પડિલેહણ કરી બાંધવી. ૧. પથરણું પલેવીને જોઈને પાથરવું. ૨. ગોછો તથા રજોહરણો પડિલેહણ કરી રાખવો ૩. લઘુનીતનું ભાજન જોઇ રાખવું ૪. પેહેરવાનું કપડું હાથ સાડા પાંચનું પેહેરવું ૫. ઓઢવાનું કપડું હાથ સાડા પાંચનું ઓઢવું ૬.

હવે સામાયિકના સાત પાઠની વિગતઃ—નમોકકાર ૧, તિખુત્તો ૨, ઇછિછામિ પડીકકમિઊં ૩, તસ્સઉત્તરી ૪, લોગસ્સ ૫, દ્રવ્યથકીનો ૬, નમોથ્થુણં ૭, એ સાત પાંઠ ભણીને સામાયિક કરવું.

હવે સામાયિક પાળવાના વિધિને વિષે પાઠ સાત કહેવા તેમાં દ્રવ્ય થકીનો પાઠ ન કહેવો ને તેને બદલે એહવા નવમા સામાયિક વ્રતના પંચ અઇયારાદિક કહેવા.

# બત્રીસ દોષ ટાળી સામાયિક કરવું, તે દોષ નીચે મુજબ.

## મનના દોષ ૧૦

૧ નિર્વિવેકી મન કરે. ૨ યશ કીર્તિની વાંચ્છના કરે. ૩ ધનનો લાભ ઈચ્છે. ૪ ગર્વ કરે. ૫ નિંદાના ભયથી. ૬ અવિનય કરે. ૭ સામાયિકના ફળનો સંદેહ કરે. ૮ મનમાં કષાય કરે. ૯ પરભવે મને આ રિદ્ધિ દેવતાની પદવી મળે એવી વાંચ્છના કરે. ૧૦ સામાયિક માંહી રોષ કરે. એ દોષો મનથી નીપજે.

## વચનના દોષ ૧૦

૧ કુવચન બોલે. ૨ કોઇને ધ્રાશકો પડે એવી ભાષા બોલે. ૩ સામાયિકમાં સ્વર આલાપે. ૪ આપણે છાંદે બોલે. ૫ સૂત્રો સંક્ષેપે બોલે. ૬ કલેશ કરે. ૭ રાજકથાદિક વિકથા કરે ૮ હાંસી મશ્કરી કરે. ૯ સંપદા વિના ઉતાવળો બોલે. ૧૦ મોકળાને (વ્રત વિનાનાને) જવા આવવાના આદેશ આપે. એ દોષ વચન થકી નીપજે.

## કાયાના દોષ ૧૨

૧ વસ્ત્ર તથા ભુજાએ કરી પલાંઠી બાંધે. ૨ આસન આઘું પાછું ફેરવે. ૩ ચપળપણે સર્વ દિશાએ જુવે. ૪ ગૃહ સંબંધી, સાવદ્ય ( સાવદ્ય એટલે પાપકારી ) કર્મ કરે. ૫ ભીંત સ્થંભાદિકે ઓઠીંગી બેસે. ૬ અંગ ઉપાંગ અતિ સંકોચે. ૭ આળસ મરડે તથા ધર્મકાર્યે આળસ કરે. ૮ ટાચકા વગાડે. ૯ શરીરનો મેલ ઉખાડે. ૧૦ પુંજ્યા વિના શરીર ખંજોળે. ૧૧ વિસામણ કરાવે. ( અંગ ચંપાવે ). ૧૨ નિદ્રા કરે. એ બાર દોષ કાયાથકી નીપજે.

સંપૂર્ણ

---

## હે પ્રભુ !

( રાગ–ઓધવજીના સંદેશાનો. )

પાર્શ્વ જિણંદા ચરણ નમીને તારણા,
પ્રકટ કરૂં છું મ્હારાં સઘળાં પાપ જો;
દેવ દયાળુ દયા કરી મુજ સાંભળો,
તુજ વિણ કયાં જઇ પોકારૂં સંતાપ જો. પાર્શ્વ૦ ૧

પૂરવ પુણ્યે માનવ તન હું પામીયો,
પણ ના જાણ્યું તેનું મૂલ્ય અમૂલ્ય જો;
પ્રજાપતિને કર જેમ હીરા લાધીયો,
બાંધી ગર્ધવ કંઠે કરીયો ધૂળ જો. પાર્શ્વ૦ ૨
જગ છેતરવા ઢોંગ કરું વૈરાગ્યનો,
રંજન કરવા લોક કરૂં વ્યાખ્યાન જો;
જ્ઞાનરહીતના ભણતરનો ઉપયોગ શું ?
વાદવિવાદે ખોયું સહુ સન્માન જો. પાર્શ્વ૦ ૩
વાણી તો પરનિંદા દોષ થકી ભરી,
વિષયોનું દૃષ્ટિમાં ભરીયું ઝેર જો;
દુષ્ટ વિચારે મનડું અહોનિશ રાચતું,
પામું ક્યાંથી પ્રભુ ! તમારી મહેર જો ? પાર્શ્વ૦ ૪
ઉગીને આથમતાં સુધી પાપમાં,
જીવન વિતાવ્યું જાણ્યો ના કંઇ ધર્મ જો;
સદ્દગુણનાં તો સ્વપ્ને પણ દર્શન નહિ,
અવિચારી મેં કીધાં કાળાં કર્મ જો. પાર્શ્વ૦ ૫
દુઃખથી ત્રાસી આવ્યો શરણે નાથજી !
રાખ ! રાખ ! ઓ દિન દયાળુ દેવ જો;
સ્વર્ગ અને અપવર્ગ તણાં સુખ ના ચહું,
લઘુ ચહે છે તુજ પદ કેરી સેવ જો. પાર્શ્વ૦ ૬

મુનિ છોટાલાલજી.

# મ્હોટું મન

## ( રાગ-ઓધવજીના સંદેશાનો )

વૈર તજીને વ્હાલા ! આનંદે રહો,
આનંદ નહિં ત્યાં માનવજીવન ધૂળ જો:
અલ્પ જીવનમાં દુઃખથી શાને દાઝવું ?
જીવન વિત્યે દેહ તણું શું મૂલ્ય જો. વૈર૦ ૧
ઋણાનુબંધેથી મળીયા આપણે,
તેમાં શાને કરવો કંઈ વિખવાદ જો;
સંબંધો છૂટયેથી સહુ છૂટા થશું,
તેમાં કહિએ બનતો ના અપવાદ જો. વૈર૦ ૨
ચંદન સમ શીતલતા સહુને આપજો,
પામી શકશો સહુ જનનાં સન્માન જો;
તન ધનના વૈભવમાં ના છાકી જશો,
દીન બંધુનાં કરજો ના અપમાન જો. વૈર૦ ૩
શસ્ત્ર તણા પણ કાતિલ ઘા રૂઝાઈ જતાં,
વચન તણાં વણ કહિએ ના રૂઝાય જો;
શસ્ત્રોથી લડનારાં દિલડાં મળી જતાં,
વચને વિંધ્યા દિલડાં ના સંધાય જો. વૈર૦ ૪
સાથે રે નહિ આવે તન ધન ધામ આ,
ખાલી હાથે જાવું થઇ નિરાશ જો;

વિનાશી એ વસ્તુ માટે વૈર શાં ?
પ્રીતિનાં લ્હાણુંથી પૂરો આશ જો. વૈર૦
બળતા જે જન દ્વેષ ક્લેશની ઝાળમાં,
સ્નેહજળ સિંચી ઠારો ઝેરી ઝાળ જો;
વેર કર્યેથી વૈર કદિ જાતું નથી,
પ્રેમ કર્યેથી વૈર સમે તત્કાળ જો. વૈર૦ ૬
મુસાફીરખાનું રે આ જગ જાણજો,
આવી ઠરીયા આગણ સહુએ ત્યાંય જો;
જીવન કેરી રાત્રિ આ પૂરી થતાં,
જાવું એમાં ઢીલ જરી નવ થાય જો. વૈર૦ ૭
સ્વીકારો ના માન અને અપમાનને,
સુખ દુઃખ એ તો માયા કેરી જાળ જો;
તેનાથી પર જઈને પરબ્રહ્મે રમો,
છૂટે બંધન તૂટે સહુ જંજાળ જો. વૈર૦ ૮
મન મોટું રાખીને ગમ ખાજો સદા,
સુખી થવાનો સાચો એ છે માર્ગ જો;
લઘુ જીવનમાં ઘડી બે ઘડી સાથે રહી,
સુધારજો કાંઈ જીવન કેરૂં તંત્ર જો. વૈર૦ ૯

મુનિ છોટાલાલજી.

---

# વચનામૃત

(૧) જ્ઞાન અને ક્રિયા સાથે હોય તો જ કર્મથી મુક્તિ છે.

(૨) ક્રિયાને ઉત્થાપી અધ્યાત્મની વાતો કરનાર શ્રી વીતરાગ દેવના માર્ગને ભૂલેલા છે.

(૩) પોતાને જૈન તરીકે માનનાર ગૃહસ્થે હમેશા પ્રભાતે એક સામાયિક તો કરવું જ જોઇએ.

(૪) કાંઈ પણ વ્રત પચ્ચખ્ખાણુ ત્યાગ વિનાનો જે દિવસ જાય તે દિવસ વ્યર્થ ગયો સમજવો.

(૫) બહારના ત્યાગ વિના મનનો સંયમ નથી, મનના સંયમ વિના આત્મિક શાન્તિ નથી, અને આત્મિક શાન્તિ વિના કર્મમુક્તિ નથી.

મુનિ લક્ષ્મીચંદ્રજી
(લીંબડી સંપ્રદાય)

અમૃત વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં સંઘવી વાડીલાલ કાકુભાઇએ છાપ્યું. માણેકચોક, પોસ્ટ ઓફીસ પાસે-અમદાવાદ.